૨૭૨૩

# શ્રી આદીશ્વરનો શ્લોકો.

બનાવનાર,

દોશી ગુલાબચંદ વિ૦ દયાલજી,

તથા,

ભાટીઆ લક્ષ્મીદાસ વિ૦ કહાનજી ઠક્કર;

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા૦ અજરામર હરજી,

તથા,

શા૦ લીલાધર કલ્યાણજી નગરવાળા.

મુંબઈ:
સુબોધપ્રકાશ છાપખાનામાં છાપ્યું.
સંવત ૧૯૪૨ ના ચૈત્ર શુદ ૧૫ રવિવાર.

તારીખ ૧૮-૪-૮૬ રવિવાર.

કિંમત રૂ. ૦-૧-૦

૨૭૨૩

# શ્રી આદીશ્વરનો શ્લોકો.

બનાવનાર,

દોશી ગુલાબચંદ વિ० દયાલજી,

તથા,

ભાટીઆ લક્ષ્મીદાસ વિ० કહાનજી ઠક્કર;

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા० અજરામર હરજી,

તથા,

શા० લીલાધર કલ્યાણજી નગરવાળા.

મુંબઈ:

સુબોધપ્રકાશ છાપખાનામાં છાપ્યું.

સંવત્ ૧૯૪૨ ના ચૈત્ર શુદ ૧૫ રવિવાર.

તારીખ ૧૮-૪-૮૬ રવિવાર.

કિંમત રૂ. ૦-૧-૦

२७२३

## શ્રીઆદીશ્વર ભગવાનનો શ્લોકો.

સરસ્વતી માતા તમ પાએ લાગું । એવો શ્લોકો વરદાન માગું । આદીપ્રભુના લેશું વળી નામ । મસ્તક નમાવી કરૂં પ્રણામ ॥ ૧ ॥ કર જોડીને કરૂં રે વીનંતી । માગું વાણીને આપો સરસ્વતી । તમ પરતાપે જોડીને લવશું અવીચલ વાણી માગીને કહું છું; ॥ ૨ ॥ આઘો પાછો કોઇ અક્ષર થાય । માફ કરજો તમે મોરીરે માય । તગણ જગણને સગણના ઠાઠ । તે આદિ દઇ ગણ છે આઠ ॥૩॥ કીઆ સારા નેં કીઆ નખેદ । તેનો નવી-જાણું ઊંડારથ ભેદ । કવિજન આગલ મારી શી મતી । દોષ ટાળસે માતા સરસ્વતી ॥ ૪ ॥ આદીશ્વરકેરો કહું રે શ્લોકો । એક મન દઇને સાંભળજો લોકો । રાણી મારૂદેવીને નાભી રે રાજા । તે કુળ આવ્યા કરવા દી-વાજા ॥ ૫ ॥ પ્રભુજી જન્મ્યાની તારીખ જાણું । ચઇ-તર વદ આઠમ વખાણું । જન્મ તણીતો નોબત વાગી । માતપીતાને કીધાં સૌભાગી ॥ ૬ ॥ મોતી તોરણ બાં-

ધ્યાછે બહાર । ભરી મુગતાફળ વધાવે નાર । ઘણી ધામ ધુમ ત્યાં રે થાય । શુક્લ પક્ષ ચંદ્ર પેઠે વધાય ॥ ૭ ॥ અજોધા નગરીમાં જન્મ ગવાય । દેવલોકથી દેવતા જોવાને જાય । ચોસઠ ઈંદ્રિ ત્યાં ઓછવ કરે । છપન કુમારી ત્યાં વાસજ ઢોળે ॥ ૮ ॥ આદીનાથના પુત્ર સોઅજ જાણું । ભરત બાહુ બળનું બળ વખાણું । પુત્રી ભામીને સુંદર નામા રે સતી । ધ્યાન રૂદેમાં અરીહંતનું ધરતી ॥ ૯ ॥ ભણી ગણી પ્રભુ હુશીઆર થયા । તેમ તેમ જ્ઞાનમાં વધતાંરે ગયા । નીમ ધરમમાં વરતેરે સહુ । દેશ વિદેશમાં જાણે રે બહુ ॥ ૧૦ ॥ રીખવ દેવતણી સ્ત્રીનાં રે નામ । સુમંગલા સુનંદા કરે છે કામ । પતીવ્રતાં સ્ત્રીઓ પાળે છે ધર્મ । શીયળવરતમાં જાણે છે મર્મ ॥ ૧૧ ॥ વીસ લાખ પૂર્વ વરસ કુમાર પણે ગયાં । ત્રેસઠ લાખ પૂર્વ રાજરીધીમાં વહ્યાં । સંસાર અસાર તજયો તતકાલ । રાજ પુત્રોને સોપ્યું નીરધાર ॥ ૧૨ ॥ દીક્ષા લેવાને તત્પર ઉઠા । સુંદર સામા પાલખીમાં બેઠા । ઉગ્રકુલને ભોગકુલ જાણું । રાજકુલને ક્ષત્રી વખાણું ॥ ૧૩ ॥ કચ્છ મહાકચ્છ મોટેરા રાજા । ચાર હજાર મળ્યા છે રાજા । દીક્ષા લેવાને ત-

ત્પર થાય । ચાર સહસ્ત્ર રાજા દીક્ષા લેવા જાય ॥૧૪॥ ચઇતર વદ આઠમે દીક્ષારે લીધી । નવ ખંડ ધરતીમાં પતીત કીધી । વરસીદાન તરતજ દીધાં । અશોક વનમાં દીક્ષા વ્રત કીધાં ॥ ૧૫ ॥ જ્યાં ધ્યાન ધરે છે ભગવંત । ત્યાં બેઉ પુત્ર ગયા છે તરત । પગે લાગીને વીનંતી કરે । મુખથી બોલ્યા વાણી ભગવંત ત્યારે ॥ ૧૬ ॥ પુત્ર કહેરે અમને આપોરે રાજ । તેવારે ધરણી આવ્યાં વાંદવા કાજ । ધરણી આપે છે વિદ્યારે ઘણી । અદ્રષ્ટી ગૌરી ગંધારીને રોહણી ॥ ૧૭ ॥ વિદ્યા લઇને પુત્રરે ગયા । વૈતાઢપર્વત ઉપર આવ્યા । દક્ષીણ શ્રેણીનો રાજા નમીરે થયો । ઉત્તર શ્રેણીનો રાજા વિનમી થયો ॥ ૧૮ ॥ હવે ભગવાન હસ્તીનાપુર આવ્યા । સોમપ્રભા રાજ કરે છે જ્યાં । પ્રભુજી ચાલ્યા છે ગોચરીવોરવા। ત્યાં શ્રેયાંસ કુંમાર આવ્યા વાંદવા ॥ ૧૯ ॥ ગ્રામાનુગ્રામે ભગવંત વીચરતા । ધ્યાન રૂદેમાં અરીહંતનું ધરતા । જે ઘેર જાય ત્યાં અન ન આપે । હીરા મોતીને માણેક થાપે ॥ ૨૦ ॥ એમ કરતાં બાર માસજ થયા । એમના એમ પ્રભુજી વીચરતાં ગયા । જે દીથી દીક્ષા વ્રતજ લીધાં । તે દીનથી કોઇએ અન ન

દીધાં ॥૨૧॥ જ્યાં જાય ત્યાં વસ્ત્ર વોરાવે । રથ પાલખી મીઆના દેવે । બાર વરસસુધી એમજ થયું। પૂર્વે બલધને મુખ બાંધીં છીંકલીયું ॥ ૨૨ ॥ છીંકલી બાંધી બારજ ઘડી। બાર વરસ પ્રભુને કર્મ ગતી પડી। ત્યાંથી વીહાર પ્રભુજી કરતાં । આવ્યા હસ્તીના પુર ફરતાં ફરતાં ॥ ૨૩ ॥ ત્યાં રાજ કરે છે શ્રેયંશ રાજા। ત્યાં ભગવાન આવી બીરાજ્યા । અહાર વોરવા આવ્યા રાજદુવાર । ધરમલાભ આપે છે વારંવાર ॥ ૨૪ ॥ પ્રભુજીને સેલડીનો રસજ આપ્યો। હેતે કરીને પ્રભુજીએ થાપ્યો । વૈશાક શુદ ત્રીજે પારણું કીધ। તે દીનથી અખાત્રીજનું પરબજ દીધ ॥ ૨૫ ॥ અહીં પંચ દીવ પ્રગટયાં । સરવે લોકો ચમત્કાર પામ્યાં । સાડી બાર ક્રોડ સુવર્ણની વૃષ્ટી થઇ। શ્રેયંશ કુંવર જશ પામ્યા જઇ ॥ ૨૬ ॥ તે દીનથી સુપાત્રદાન દેવાણું। ત્યારથી વરસી તપ કેવાણું । જે કરશે ક્રીઆથી વરસી તપનાં વ્રત। તેને મુક્તી મળશે તરત ॥ ૨૭ ॥ વીહાર કરી તીક્ષશિલા નગરી મોઝાર। ત્યાં આવીક ।ઉસગ ધર્યો નીરધાર । બાઉબલને વનપાળે વધામણી દીધી। મોટે ઉછરંગે વાંદવા તૈયારી કીધી ॥ ૨૮ ॥ ત્યાં આવી પ્રભુજીનાં મુખ ન

દીઠાં । મનમાં બાઉબલે વિચાર કીધાં । પ્રભુજીને અં-
તર ઘણાંજ પડીઆં । તે જોઇ રાજા વીચારમાં પડીઆ
॥ ૨૮ ॥ જે ઠેકાણે પ્રભુજીએ કાઉસગ ધર્યો । તે ઠેકાણે
બાઉબલે પ્રાસાદ કર્યો । આઠ જોજન ફરતો દીસે । પાંચ
જોજન ઉચો છે આકાશે ॥ ૩૦ ॥ એક હજાર પગ-
થીઆં જાણું । તેમાં પ્રભુજીનાં પગલાં વખાણું । ત્યાં જઇ
પગ પુંજન કર્યાં । કાનમાં આંગલી નાખી પ્રભુ સંભાર્યા
॥ ૩૧ ॥ બાબા આદીમ કરી બાઉબલ પોકારે । મકા
નામે તીરથ થાપ્યું નીરધારે । ત્યારથી મુસલમાનની
ઉતપતી થઇ જાણું । રાજાબાઉબલથી થઇ વખાણું ॥૩૨॥
પ્રભુજી આવી પધાર્યા માતલનગરી । બાહેર આવી
નઇ ગંધો વર વૃક્ષ નીરધારી । ત્યાં પાણીએ રહી અ-
ઠમ તપ કીધો । ઉતરાસાઢા નખેતર ચંદ ઉગ્યો
દીઠો ॥ ૩૩ ॥ તીહાં પ્રભુજીને કેવલ જ્ઞાન ઊપન્યું ।
ભરતજીને વનપાલકે કહ્યું । વનપાલને વધામણી દાન
આપ્યું । રૂદીઆમાં આદીશ્વરનું નામ થાપ્યું ॥ ૩૪ ॥
મારૂદેવીએ ભરતજીને ઉલંભો દીધ । ત્યારે પ્રભુજીની
કેવળની વાત કીધ । પ્રભુજીની ચીંતાથી મારૂદેવીને
પડલ આવ્યાં । વનપાલકની વધામણી શુણી પડલ ઉ-

ઘડયાં ॥ ૩૫ ॥ ભરત રીખવને વાંદવા તૈયાર થયા । સામગ્રી સામટી લઇ ગયા । મારૂદેવી હસ્તીઉપર બીરાજ્યાં । ચાલતા જાય છે ભરત રાજા ॥ ૩૬ ॥ પ્રભુજીને ભરત વાંદવા આવતાં । મારૂદેવી હસ્તી ઉપર મુગતીએ પોહોતાં । ઈંદ્રાદિકે શરીરનો સંસ્કાર કરી । ખીર સમુદ્રે પરઠવ્યું ધરી ॥ ૩૭ ॥ ભરતજી શોકાતુરજ થઇ । પ્રભુજી વાંધાં તરતજ જઇ । ઇહાં પ્રથમ કેવળી નામ પ્રવરત્યું । ત્યારથી પ્રથમ તીર્થંકર નામ થયું । ॥ ૩૮ ॥ ભગવંતજી રૂડી દેશના દીએ । ભરતના પાંચશે પુત્રો દીક્ષારે લીએ । પ્રભુજીએ ચોરાશી ગણધર થાપ્યાં । કઇકને કેવળ જ્ઞાન આપ્યાં ॥ ૩૯ ॥ બ્રામી દીક્ષા લઇ સાધવી થઇ । ભરત રાજા શ્રાવક થયો છે જઇ । એવી રીતે સંઘની સ્થાપના કરી । રૂદીઆમાં જૈનધર્મ જાણી કેવળ ધરી ॥ ૪૦ ॥ વૃક્ષે પ્રભુજીને કેવલ ઉપન્યું । તેનું નામ પ્રાગવડ ધરીઉં । તેવારે પ્રાગવડની પુજારે થઇ । કઇક લોકો જાત્રા કરે છે જઇ । ॥ ૪૧ ॥ કચ્છ મહાકચ્છે ફરી દીક્ષાવૃત લીધાં । પ્રભુજીએ જીવ તારવા વિચાર કીધા । ભરતજી આવ્યા છે અજોધામાંય । જઇ ચક્રરત્નની કીધી છે પુજાય ॥૪૨॥

રૂડી રીતે અઠાઇ ઓછવ થાય । ભરતજી છ ખંડ સાધવા જાય । ગંગાદેવીએ માર્ગ આપ્યો છે માગી । તામસગુફા તરતજ ભાંગી ॥ ૪૩ ॥ કઇક મલેચ્છના દેશ સાંધ્યા । સાઠ હજાર વરસે ભરતજી આવ્યાં । એવી રીતે સાઠ હજાર વરશો ભરતજી ફર્યા । સુંદરીએ આંબેલતપજ કર્યા ॥ ૪૪ ॥ ભરતજી ફરી કરી અજોધામાં આવ્યા । સુંદરીએ મોતી લઇ વધાવ્યા । સુંદરીને દુરબળ જાણી આજ્ઞાજ કરી । એવું જાણી સુંદરીએ દીક્ષા વૃત ધરી ॥ ૪૫ ॥ ભરતજીએ ભાઇઓને જઇ કહ્યું । મારી આજ્ઞા માનો સરવે ભાઇ કહું । સરવે ભાઇઓએ દીક્ષાજ લીધી । ભરતજીની આજ્ઞા શિરપર કીધી ॥ ૪૬ ॥ બાહુબલ ભરતની આજ્ઞા માનેજ નહીં । સુવેગ નામા દુતને મોકલ્યો તહીં । તુને અપસુકન ઘણેરાં થાય । રથપીંજણી ભાંગી પુંઠે છીંકજ થાય ॥ ૪૭ ॥ જ્યાં બાહુબલ રાજ કરે છે । દુત તરતજ ચાલી ગયો છે । તીક્ષશીલા નગરીમાં દુતજ પેઠો । રાજ દુવારે બાહુબલને દીઠો ॥૪૮॥ પુછ્યાછે બાહુબલીએ સમાચાર । ભરતજી સવા ક્રોડ પુત્ર છે કુસળ । તમે શું કરવા આવ્યા છો વાત । તમારા પિ-

તાની ગાદી ભોગવે છે ભરત ॥ ૪૯ ॥ અનેક દેવને રાજા નમે છે । તેવું સુણીને બાહુબલ ક્રોધ કરે છે । અઠાણું ભાઇનું રાજ લીધું જઇ । તોય તુને તૃપ્તી ન થઇ ॥ ૫૦ ॥ તુને હું દડાની પેઠે હાથમાં ધરતો । બાલપણમાં એવી રમત કરતો । તારે રાજનો ખપ હોયજો । સૈન તૈયાર કરી આવજો । ॥ ૫૧ ॥ તેની સેનાનું વરણવ કહું । ચીત દઇને તમે સાંભળો સહુ । સોલ લાખ રણતુળ વાજાંરે વાજે । ચોરાશી લાખ તો હાથીઆ ગાજે ॥ ૫૨ ॥ ચોરાશી લક્ષ તો અશ્વજ જાણું । ચોરાશી લાખ રથ વખાણું । છનું કરોડ પાયદલ બીરાજે । દશ કરોડ ધજાસહીત છાજે ॥ ૫૩ ॥ ચૌદ હજાર મોટા મંત્રીશ્વર દેખ્યા । ચૌદ સહસ્ત્ર બુધી નીધાન પેખ્યા । અઢાર કરોડ મોટા ઘોડાજ આવે । પચાશ ક્રોડ સાથે દીવટીઆ લાવે ॥ ૫૪ ॥ ચોરાશી લાખ મોટાં નીશાન ફરકે છે । નવનીધાન ચૌદરત્ન ઝળકે છે । સોલ હજાર સાથે જક્ષજ છાજે । બત્રીશ સહસ્ત્ર રાજા મુગટ બંધ બીરાજે ॥ ૫૫ ॥ સોલ હજાર રાજકન્યા તો જાણું । વારાંગના સહીત બમણી વખાણું । એક લક્ષ બાણું હજાર સ્ત્રી બીરાજે । બત્રીશસહસ્ત્ર

નાટકીઆ છાજે ॥ ૫૬ ॥ સુખેણ સેનાપતી લઇને આવે । ભરતરાજા બાહુબલને દેશજ જાવે । બાહુબલે રીખવની પુજાજ કીધી । સામગ્રી સરવે સાથેજ લીધી ॥ ॥ ૫૭ ॥ બાહુબલની સેના તો હું જાણું । ત્રણ લાખ પુત્ર તેના વખાણું । બાર હજાર રાજા સાથે તો છાજે । અનેક સુભટ હસ્તીરથ બીરાજે ॥ ૫૮ ॥ સાથે સિંહરથનામારે સેનાપતી । બાહુબલ ચડયો હરખથી અતી । જગતને તરણુની પેઠે ગણતો । આવે છે ભરતની સામો હણહણતો ॥ ૫૯ ॥ સામસામું જુધ થયું છે નામી । કેટલુંક વરણવું હું તોરે સ્વામી । બાર વરસ જુધ કરતારે ગયા । કોઇ કોઇ હઠયા નહીં અહીઆંજ રહ્યા ॥ ૬૦ ॥ એવે સમે ઈંદ્ર આવ્યા છે આપ । પાંચ જુધ ઝીતે તેનો મોટોપરિતાપ । પાછી લડાઇ તો સામસામી કીધી । સકલ સેના ભરતની જીતીરે લીધી ॥૬૧॥ પછી ભરતજીએ ચક્રજ ફેંક્યું । બાહુબલની પ્રદક્ષીણા કરીને આવ્યું । એવું જાણી બાહુબલે મુષ્ટી ઉપાડી । માથે લોચ કરી પોતે વીચારી ॥ ૬૨ ॥ બાહુબલ રાજાએ દીક્ષાજ લીધ । એવો કાઉસગધરી અભીમાન કીધ । બ્રામીને સુંદરી આવી છે અહીં । બાહુબલને

ઉપદેશ દીધો તહીં ॥ ૬૩ ॥ ચાલી અઠાણું બંધવને પગેજ પડયા । તરતજ કેવલ જ્ઞાનમાં ચડયા । સભામાં જઇ પોતેજ પેઠા । મુગતગતી મુગતાફળ વેઠયાં ॥ ૬૪ ॥ પ્રભુજી વિચાર કરી અષ્ટાપદપર ચડી । ભરતજીએ પાંચસે ગાડાં ભરી સુખડી । રીખવદેવ કહેરે રાજા ભરત । સુખડી સાધુને કલ્પે નહી તરત ॥ ૬૫ ॥ ભરતજીએ પ્રભુજીને કહ્યું । ત્યારે રીખવદેવે મુખથી સહ્યું । જે જે શ્રાવક પાળેરે ધર્મ । તેને જમાડે જાયે પાપજ કર્મ ॥ ૬૬ ॥ પછી ભરતજીએ જનોઇની રીતે । ત્રણ રેખા કાઢી જમાડે પ્રીતે । ઇન્દ્રે ભરતને મુળ સ્વરૂપ દેખાડયું । રાજા ભરતજીને ચમત્કાર પમાડયું ॥ ૬૭ ॥ એક દીન રીખવ વિનતા નગરીમાં આવ્યા । ભરતજીએ આવી તરતજ વાંદ્યા । પ્રભુજીએ દેશના દિધીરે ભારી । ભરતના સાતસો પુત્રે દિક્ષા લીધીરે સારી ॥ ૬૮ ॥ ભરતજી આરીસા ભુવનમાં બીરાજતા । ભાવથકી કેવલ જ્ઞાન પામતા । તેવી રીતે મુક્તીને છાજ્યા । ભરતની પાટે આદીતે અશ્વાછે રાજા ॥ ૬૯ ॥ આદીત રાજાએ જમાડી સુવર્ણની જનોઇ કરી । મહા અસા રાજાએ જમાડી

રૂપાની જનોઇ ધરી । એવી રીતે આઠ પાટ સુધી જમાડયા । જમાડી કરી જનોઇના ધારા કાઢયા ॥૭૦॥ કઇક રાજાએ જમાડી સુત્ર જનોઇ કરી । તે પેરી બ્રાહ્મણ થઆ છે તતકારી । એવી રીતે આઠ પાટ રીખવના થયા । આટ પાઠ સુધી પ્રભુતો મુગટ પેરી મુક્તે ગયા॥ ૭૧ ॥ આદીશ્વરનો વંશ વખાણું । ચોરાશી ગણધર બરોબરીઆ જાણું । પ્રભુજીને ચોરાશી હજાર સાધુની સંપ્રદાઇ । બ્રામીને સુંદરી આદે ત્રણ લાખ સાધવી કહી ॥ ૭૨ ॥ ત્રણ લાખ પાંચ હજાર શ્રાવક જાણો । પાંચ લાખ ચોપનહજાર શ્રાવીકા ભણો । ચાર હજાર સાતસોને પચાશ કહું । ચૌદ પૂર્વધર જાણો તે સહુ ॥ ૭૩ ॥ નવ હજાર અવધી જ્ઞાનીજ જાણું । વીશ હજાર કેવલ જ્ઞાનીને વખાણું । વીશ હજાર છસે લબધીવંત શોભતા । બાર હજાર પચાશ જ્ઞાનથી દીપતા ॥ ॥ ૭૪ ॥ બાર હજાર છસે વાદી સાધુ થઇ ગયા॥ એમ વીસ હજાર સાધુરે થાય । ચાલીસ હજાર સાધવી સિધ થઇ । પોતાના મનોરથ પુરા કર્યાછે જઇ॥૭૫॥ બાવીશ હજાર નવસે સાધુજ થયા । તે તો અનુતર વીમાને ગયા । પ્રભુજીએ એક લાખ પૂર્વ વરત કર્યું ।

એક હજાર વર્ષ છાનાં વ્રત કર્યું ॥ ૭૬ ॥ વીશ લાખ પૂર્વ કુંવરપણે રહ્યા છે । ત્રેસઠ લાખ પૂર્વ તો રાજ રીધી કરી છે । એવું ચોરાશી લાખ પૂર્વનું આયુશ ધારી। દશ હજાર મુનીના સાથે ગયા નીરધારી ॥૭૭॥ આદેશ્વર અષ્ટાપદ પર આવ્યા રે જ્યારે । માધવ વદી તેરસનો દીન છે ત્યારે । અભજિત નક્ષત્રમાં ચંદ્રનો જોગ બીરાજે । પ્રભુજી ચૌદસ મત પંથી છાજે ॥૭૮॥ છ ઉપવાસે ચોવીહાર અણસણ કીધો । પ્રભુજીએ મુ-ગ્તીમાં જઇ જશ લીધો । ત્રીજા આરાને નેવાસી પખ વાડીઆં । પ્રભુજીએ મોક્ષે જઇ સીધ કારજ સહુ॥૭૯॥ સરધારની શોભા છે સારી । દેરાસર બંધાવ્યું છે ભારી । શેઠ નગરના વાસી વખાણું । લીલાધરને અજરામર બેઉ જાણું ॥ ૮૦ ॥ સંવતઓગણી સાડત્રીસો સાર । ફાગણ સુદ સાતમ શુકરવાર । પ્રતીષ્ટા કરી છે રૂડી પેર । શોભા થઇ છે લીલા લેહેર ॥ ૮૧ ॥ દેરૂં બંધાવી મોટો જશ લીધો । દેરાસરમાં ઠાઠ ભારેજ કીધો । કેટલુંક વરણવું નાવે પાર । તેનો જન્મ થજો સફળ નીરધાર ॥ ૮૨ ॥ આદેશ્વરનો શ્લોકો કીધો । એક ચીત કરી જસજ લીધો । જે કોઇ સાંભળશે નરને

નારી । તેના સફળકારજ થાશે ભારી ॥૮૩॥ જે કોઇ શીખે ને ગાએ। તેના પુર્વ જન્મના પ્રાચીત જાએ। ભુલ ચુક સરવે માફ કરજો। ધ્યાન રૂદેમાં અરીહંતનું ધરજો ॥૮૪॥ સંવત ઓગણી બેતાલીશ સાર । ચૈતર શુદ પુનમને રવીવાર । કર જોડીને સેવક કહે છે। શ્લોકો જોડનારો સરધારમાં રે'છે ॥૮૫॥ દાશ લખમી વીનવે અપાર । મુગતી આપો અરીહંત નીરધાર । જ્ઞાતીમાં તો ભાટીઆ જાણો । સરવે જૈનની રજ પ્રમાણો ॥ ૮૬ ॥ પ્રાંતહાલાર રહેવાશી જાણો । દશાશ્રી માલી વણીક પ્રમાણો । આદીશ્વરની ક્રીપાથી નવ નીધી થાએ। બેઉ કર જોડીને ગુલાબચંદ ગાએ ॥૮૭॥

## શ્રી આદીશ્વર લાવણી.

### રાગ ચલતીમેં.

સરધારમેં બીરાજે મહંત આદીશ્વર બંકા । તેરો અજીત નાથ હે નામ દેશમેં ડંકા ॥ ૧ ॥ આંકણી । પાસબીરાજે શાંતી નાથ છબીછે ન્યારી । આ કુંથુનાથ મહારાજ પ્રતીમા ભારી ॥ ૨ ॥ સીદ્ધચક્ર દેવી પંચ તીર્થ પાસબીરાજે । સાંજ સવારે ઘંટાં ધનનન ધનનન બાજે

॥૩॥ પૂર્વ દીશાએ ચક્રેશ્વરી માતા તો છાજે। આ મા-
તજક્ષદેવી પશ્ચિમ બીરાજે ॥ ૪ ॥ તેરી શોભાનો
નહીં પાર ચંદન બહુ બેકે। કેશરને કસ્તુરી માંહીં પર
લેં કે ॥ ૫ ॥ કરલીઓ ચુમનકી છાંય દેરા હે દુજા।
આ ટોકરશી ભંડારી કરે તોરી પૂજા ॥ ૬ ॥ સંઘ ત
પાતણો તો સારો દીસે ઉજીઆરો ધરમસરવરતેં।
આ સુરી નર મુનીવર નારદ ધ્યાન તોરૂં ધરતે ॥ ૭ ॥
દેરૂં બંધાવ્યું શા લીલાધર નગરના વાસી। આ અજ-
રામર શાહ તો બહુ છે પ્રકાશી ॥ ૮ ॥ સંવત ઓગણી
સાડીત્રીશ ફાગુન ગુનમાસે। આ સુકલ પક્ષ સપ્તમી
વાર શુક્ર રાસે ॥ ૯ ॥ હું વીનવું છું વારંવાર કરી
નમસ્કાર ધ્યાનપર ધરીઓ। મોઇ દાસ જાનકે આપ
ચરનમેં લહીઓ ॥૧૦॥ હું શું કરૂં બખાન બુધી મેરી
થોડી। મતી મેરી થોડી। કેતાહે ગુલાબચંદ દોય કર
જોડી ॥ ૧૧ ॥

## ખ્યાલ.

### ચલતીમાં.

કોનજાને મનકી અરીહંત વીના કોન જાને મનકી ॥
આંકણી ॥ હીરાકું પારખું જાને ઝવેરી। ચોટચાહે ધ-

નકી ।। ૧ ।। જાકે રૂદેમેં અરીહંત બસત હે । તાકું કહું તનકી ।। ૨ ।। કહે ગુલાબચંદ તુમારે ચરનમેં । લજા રાખો જનકી ।। ૩ ।।

ચાલ સદર.

મારા શામ ક્યારે મલશો । પાતળઆજી બોલે પળશોરે ।। આંકણી ।। આહુને ઘડીએ આહુને પગલે । છેલ છબીલા નેમ મલજોરે ।।૧।। સેસાવકની કુંજગલનમેં । દાશીની સુધ બુધ લેજોરે ।। ૨ ।। રાજુલ ઉભી અરજ કરે છે । વીનંતી ધ્યાનપર ધર જોરે ।। ૩ ।। કહે લખમીદાસ પ્રભુ પ્રાન સ્નેહી । ચરણ કમલ ચીત ધરજોરે ।। ૪ ।।

દોહા.

દિઠે ગરિબ જનને રહે, મનમાં જેનાં મ્હેર;  
એવા અજરામર તણી, હો જો લીલા લ્હેર,  
જ્ઞાન, દાન, ને ધર્મમાં, ધન વાપરવા પ્રીત;  
અખુટ કીર્તિ,ધન પામવા,અજરામર શુભ રીત.

।। જૈનોજયતુ ।।

---